નવા અભ્યાસક્રમ મુજબ

# નવી પહેલી
# ચોપડીના અર્થ

છપાવી પ્રસિદ્ધ કરનાર

જેચંદ તલકશી એન્ડ સન્સ

બુકસેલર્સ—વઢવાણ શહેર

સૌરાષ્ટ્ર મુદ્રણાલય રાણપુરમાં અમૃતલાલ દલપતભાઈ
શેઠે છાપ્યું.

સંવત ૧૯૮૬ સને ૧૯૩૦

કીંમત ૦-૨-૦

# નવી પહેલી ચોપડીના અર્થ.

—:o:—

### પાઠ ૧ લો

લીપેગુંપે=ગારગોરમટી કરે
સંજોરી=ધારી
આંગણામાં=ફળીયામાં
સાથીઆ=卐 આવા આકારનું ચિત્રામણ
દારૂખાનું=ફટાકીયા બપોરીયાં ભોંફોડી વિગેરે
ગીત—કવિતા, ગરબી
હરખ=આનંદ

### પાઠ ૨ જો

કચેરી=ઓફીસો
સાહેબ=અંગ્રેજ
દેવળ=સાહેબ લોકનું મંદિર
જુમેરાત=ગુરૂવારની રાત

### પાઠ ૩ જો

દરવાજો=નિશાળમાં જવાનું મોટું બારણું, પોળ
ફુલઝાડ=જેને ફુલ આવે છે એવા છોડ
મોગરો=એક જાતનો ફુલનો છોડ મોગરાના ફુલનો રંગ ધોળો છે ને તેની વાસ બહુ મીઠી આવે છે
ખીલી=ફાલી
ચંપેલી=સુગંધીદાર ફુલની વેલ
બાવટા=ધજાઓ
મોધરી=ઘંટ વગાડવાનું હથિયાર
મજાની=સારી

### પાઠ ૪ થો

પરોઢીએ=વહેલા મળસકામાં
નિત્ય=હંમેશાં
ઇશ્વર=પરમેશ્વર
તમામ=બધાં
માન=આવકાર
ગુરૂ=વિદ્યા આપનાર મહેતાજી, શિક્ષક
સમા=બરાબર
જ્ઞાન=સમજણ
કદી=કોઇ દિવસ
તજવું=છોડી દેવું

| | |
|---|---|
| અંગ=શરીર | રૂડી=સારી |
| સંગ=સોબત | રીત=રીતભાત ચાલચલગત |
| નિત્ય=હંમેશાં | પેર=રીત |
| ચિત્ત=મન | પાંસરૂં=રસ્તામાં ખોટી થયા સિવાય સીધું |
| શિક્ષા=શિખામણ | |

૧ સવારમાં તુરત વહેલા ઉઠીને પરમેશ્વરનું નામ લેવું. પછી દાતણ કરી નાહીને પોતાના બધા પાઠ કરવા.

૨ માબાપ કહે તેમ કરવું અને પોતાથી જે મોટો હોય તેને માન આપવું. પોતાના ગુરૂને બાપની બરાબર ગણીએ તો સારા જ્ઞાનવાળા થઇએ.

૩ જરા પણ જુઠું બોલવું નહિ, શરીરમાં આળસ રાખવી નહિ, સારી સોબત રાખીને બધા સાથે હળી મળીને ચાલવું

૧ હંમેશા નિશાળે જવું અને ત્યાં મન લગાડીને ભણવું. સારી રીતભાત રાખીને પોતાના શિક્ષકની શિખામણ માનવી.

૨ એ સારી રીતે સમજવું કે મન રમતમાં રાખવું નહિ નિશાળમાંથી છુટીને રસ્તામાં ખોટી થયા સિવાય ઘરે જવું.

**પાઠ ૫ મો**

| | |
|---|---|
| અંગરખી=નાનું અંગરખું | સુરવાળ=ચોરણો |
| લેંઘી=નાના છોકરાંને પહેરવાની ચોરણી અથવા પાટલુન | ચોકખા=સાફ |
| બદન=પોલકું | ગંદો=મેલો |
| | ફોલ્લા=ફોડકા |

**પાઠ ૬ ઠો**

| | |
|---|---|
| મેલાં=ગંદા | ઉર=મન |
| | જગન્નાથ=દુનિયાના ધણી પરમેશ્વર |

૧ મારો સફાઇબંધ ઓટલો અને ઘરનો ચોક તથા સાફસુફ લુગડાં જોઇને લોકો સફાઇ છે એમ કહે છે.

૨ મારૂં મોઢું ને હાથ સાફ છે, મારૂં મન પણ ચોખું થાય છે જેથી પરમેશ્વર બીરાજે છે.

### પાઠ ૭ મો

વરસગાંઠ=જન્મ દિવસ
કંસાર=લાપસી
ભાવ્યો=સ્વાદવાળો લાગ્યો
મંડ્યા=ખુબ ખાધો
બીડાં=પાનની પટી

### પાઠ ૮ મો.

સગાં=સંબંધી
કાકો=બાપનો નાનો ભાઇ
કાકી=કાકાની વહુ
ભત્રીજો=ભાઇનો દીકરો
મામી=મામાની વહુ
મામો=માનો ભાઇ
ભાણેજ=બેનનો દીકરો
ફોઇ=બાપની બ્હેન
ફુઓ=ફોઇનો વર
માસી=માની બ્હેન
માસો=માસીનો વર
પીતરાઇ=કાકા દાદાનાં છોકરાં
મોળાઇ=મામાના છોકરાં
માશીઆઇ=માશીનાં છોકરાં
ફોઇયાત=ફોઇના છોકરાં
બનેવી=બેનનો વર
સાળો=વહુનો ભાઇ
સાવકા=બાપ એક ને મા જુદી જુદી હોય તે
દુધભાઇ=મા એકને બાપ જુદા જુદા હોય તે
જમાઇ=દીકરીનો વર
વેવાઇ વેવાણ=વરવહુનાં મા બાપ

### પાઠ ૯ મો.

હરખાઉં=આનંદ પામું ખુશી થાઉં
ચાંપે=દાબે
બોકી=બચ્ચી
ભીડે બાથ=બાથમાં લે
પંપાળીને=શરીરપર હાથ ફેરવી
રાજી=ખુશી
હરખાય=રાજી થાય
દુઃખડા=દુઃખ, પીડા
ભુલી=વીસરી
મીઠા=સારા
બોલ=વચન
પંખી=પક્ષી
કલોલ=આનંદ
સંભાળે=ખબર રાખે
જાત=શરીર
રડતો=રોતો

| | |
|---|---|
| ઘગાર=જરાપણ | ઓસડ=દવા |
| ગભરાતી=બેબાકળી થતી | હેત=પ્રીત, સ્નેહ, પ્યાર |
| વાર=વખત | અપાર=ઘણું |
| હાલો=હાલરડું | આભાર=ઉપકાર |

૧ મારી માને જોઇને હું બહુ રાજી થાઉં છું અને દોડીદોડીને તેની સામે જાઉં છું તે મને છાતી સાથે દાબે છે અને બચ્ચી ભરીને બાથ ભરે છે.

૨ ખોળામાં લઇને ધવરાવે છે, અને મારા શરીરપર હાથ ફેરવીને રાજી થાય છે. મારૂં મોઢું જોઇને બધાં દુઃખ વીસરી જાય છે.

૩ જાણે પક્ષી આનંદ કરતાં હોય તેવા મારા બોલ તેમને મીઠા લાગે છે. મા સારૂં ખાવાનું આપે છે. અને ઘણી રીતે મારા શરીરની સંભાળ રાખે છે.

૪ મને જરા રોતો સાંભળે તે વખતે બેબાકળી દોડે છે. હું હસું રમું તો તે બહુ રાજી થાય છે અને મને ઉંઘાડવાને હાલરડાં ગાય છે.

૫ હું માંદો પડું છું તે વખતે ઓસડ પાય છે અને પેટ ભરીને મા ખાતી નથી. બધા કરતાં તારૂં હેત ઘણું છે, હું તારો ઉપકાર માનું છું.

માન=બધા સાથે વિવેકથી ચાલવું
પુઠે=પછવાડે
બાવાજી=બાપ
પેઠે=પ્રમાણે

પાઠ ૧૧

ઉજાણી=ઘણા માણસો ભેગા થઇ અમુક ઠેકાણે જમે તે
પૌંઆ=કાચી ડાંગેરને ખાંડીને બનાવે છે.

દળ=લોટ ખાંડ ઘીની બનાવેલી ચીજ
રાંદેરીબોર=રાંદેર ગામના સુરતી બોર
શેતરંજી=જમીન પર પાથરવાનું પાટીદાર અથવા બુટાવાળું કપડું
જાજમ=પાથરણું
મજાપડી=લહેજત આવી

પાઠ ૧૨

હોડી=નાનું વહાણુ
તાપ=તડકો, ગરમી
વાદળી=વાદળના રંગ જેવા
સરત=હોડ
સઢ=હોડીને પવનની મદદ મળવાને ત્રણ ખુણાવાળા કે ચોખુણ મોટા લુગડાના કટકા લાકડા સાથે હોય છે તે
ચાલ=રીતભાત
સુંદર=સારી
સહેલ=મોજ

પાઠ ૧૩

મોટામનવાળી=ઉદાર મનની
ખંડ=રેશમી કે સોનેરી લુગડાનો ચોરસ કટકો
મજાનો=સારો
કાંચળી=કમખો, ચોળી
બદલામાં=સાટામાં

પાઠ ૧૪

ખમાય=સહેવાય
ગરીબ=રાંક
માર્યા જઇએ છીએ=દુઃખી થઇએ છીએ
નુકશાન–હાની
ખેલતાં–રમતાં

૧ રમત ગમત કરતાં કોઇ દિવસ નુકશાન કરવું નહિ ખરાબ રીતે રમત કરતાં ભારે નુકશાન થાય છે.

પાઠ ૧૫

કદી–કોઇ દિવસ
ઇજા–હરકત
કામના–ઉપયોગી
ખીજ્યા–વઢ્યા
સોળ–શરીર પર માર ઉઠી આવો તે
ગજું–શક્તિ

પાઠ ૧૬

મજા–આનંદ

પાઠ ૧૭

સાચ–સાચું

છૈયાં=છોકરાં
લડે=કજીઆ કરે
આણ્યો=લાવ્યો, ખરીદ્યો
કાપમુક્યો=કાપી નાખી
ખોટું=ખરાબ

પાઠ ૧૮

સામમાં=પકડામાં
ધાજે=દોડજે
દરમાઇ ગયા=ભરાવાણા પછી
ગયા
છેતર્યા=ઠગ્યા
બુમ=રાડ
નુકશાની=હાની
મશ્કરી=ઠઠ્ઠા, લાંઠી
સપડાય=નુકશાનીમાં આવી જાય
જન=માણુસ
પસ્તાય=ઓરતા કરે
આખર=છેલ્લે

જે માણુસ મશ્કરી કરવા જાય છે તે વહેલો મોડો નુકશાનીમાં આવી જાય છે.

જુઠું જલદી પકડાઇ જાય છે અને છેલ્લે જુઠો માણુસ ઓરતા કરે છે.

પાઠ ૧૯

ચોકી પોક—રાડારોડ
જુક્તિ—કળા
ખુશીથી—રાજીથી
વારાફરતી—એક પછી એક
કબુલ કરી—માની

પાઠ ૨૦

ભીખારી—ભીખ માગનાર
ભજન—કિર્તન, પ્રાર્થના
અપંગ—શરીરના કોઇ ભાગ (હાથ, પગ, આંખ ન હોય તે)
ભલું—સારૂં

પાઠ ૨૧

ભજન—કિર્તન
વીસરૂં—ભુલું
પ્રભુ—પરમેશ્વર
કદી—કોઇ દિવસ
અગણિત—ઘણાં
ઉજાસ—અજવાળું
કર્યા—બનાવ્યા
ઉપયોગી—કામના
દામ—પૈસા
પાળે—પોષણ કરે
સરજાવી—બનાવી

દયા—મહેરબાની | હામ—હિંમત
સેવક—દાસ

પરમેશ્વરનું નામ ભુલું નહિ હું કોઇ દિવસ પરમેશ્વરનું નામ ભુલું નહિ.

૧ ચંદ્ર સુરજ અને ઘણા તારા અજવાળાને માટે બનાવ્યા છે. હું કોઇ દિવસ પરમેશ્વરનું નામ ભુલું નહિ.

૨ તેં ઘણી કામની હવા આપી છે, જેના કાંઇ પૈસા બેસતા નથી. હું કોઇ દિવસ પરમેશ્વરનું નામ ભુલું નહિ.

૩ વરસાદથી અનાજ આપે છે, અને બધા જીવોનું પોષણ કરે છે. હું કોઇ દિવસ પરમેશ્વરનું નામ ભુલું નહિ.

૪ દુધ અને દહીં દેવા બધે ઠેકાણે ગાયો અને ભેંસો પેદા કરી છે. હું કોઇ દિવસ પરમેશ્વરનું નામ ભુલું નહિ.

૫ ઝાડ, પાન, ફળ, ફુલ, આંબો ગુલાબ ને બદામ બનાવ્યા છે. હું કોઇ દિવસ પરમેશ્વરનું નામ ભુલું નહિ

૬ મહેરબાની કરી આ સેવકને ઘણી વિદ્યા અને હિંમત આપો. હું કોઇ દિવસ પરમેશ્વરનું નામ ભુલું નહિ.

પાઠ ૨૨

જંગલ—વગડો
છલંગ—ઠેકડો
પાડ—ઉપકાર
સ્વપ્નું—સોણું, ઉંઘમાં મનમાં વિચાર થાય તે.
દેવતાઇ—દેવ જેવા

પાઠ ૨૩

રૂપાળું—સારૂં
પોળી—રોટલી
ઉંદરીયું—ઉંદર પકડવાની પેટી
વલે—હાલત

પાઠ ૨૪

સાપ—સરપ, નાગ
ઝેરી—ઝેરવાળો
છુંદી—કચરી
નબળા—બળ વગરના, ગરીબ
વેર—શત્રુવટ
પેર—રીત
પ્રાણ—જીવ

બળ વગરના પણ ઘણા લોકો સાથે વેર બાંધવું નહિ. નહિતર કીડીઓએ સાપનો જેવી રીતે પ્રાણ લીધો તેવી:રીતે થાય.

## પાઠ ૨૫

સેવા—ચાકરી
અમાપ—ઘણી
ધન—પૈસા
પારખી—જાણી
કાવડ—જાડા વાંસને બે છેડે ટોપલા બાંધે છે તે.
મનસુબો—વિચાર
ભેરવી—લીધી
હેતથી—પ્યારથી, સ્નેહથી
અચરજ—નવાઇ
સંતાપ—પિડા, દુઃખ
આશિષ—આશીર્વાદ
ફરજ—ધર્મ
બજાવી—સાચવી
મેર—દયા
લીલાલેર—આનંદ મંગળ

૧ ઘરડાં, લુલાં, આંધળા ને ગરીબ માબાપને માધવ નામે દીકરો હતો તે તેમની ઘણી ચાકરી કરતો હતો.

૨ માધવને તેના માબાપે કહ્યું કે તું અમારા મનની વાત સાંભળ, અમારે જો પૈસા અને આંખો હોત તો જાત્રાએ જાત.

૩ માબાપના મનના વિચારને જાણીને સુખ કરવાનું ધારી વિચાર્યું કે કાવડ કરીને મારાં માબાપને ફેરવું તો આ દુઃખ જાય.

૪ આવો વિચાર કરી કાવડ તૈયાર કરીને તે વખતે તેની બે પાસે માબાપને બેસાર્યાં.

૫ ખભા પર કાવડ લઇ તીરથ કરવા ચાલ્યો. માધવના આવા સ્નેહથી સૌને નવાઇ લાગી.

૬ આવા દીકરાને ધન્ય છે ! ધન્ય છે ! તેમજ આવા માબાપને પણ ધન્ય છે ! ધન્ય છે ! જો દીકરા સારા હોય તો દુઃખ રહે નહિ.

૭ બધા તીરથમાં ફેરવી જે વખતે ઘેર ગયો તે વખતે માબાપ બહુ રાજી થયા અને ઘણો આશીર્વાદ આપવા લાગ્યા અને દીકરે પોતાનો ધર્મ સાચવ્યો.

જો માબાપને સુખ આપે તો આનંદ મંગળ થાય છે.

પાઠ ૨૬

ચતુરાઇ—અક્કલ

વાડો—ઘર પછવાડાનો ભાગ

ઉપાય—ઇલાજ

સુઝી—જડી

રાજી—ખુશી

નાચતો નાચતો=કુદતો કુદતો

કાજે=માટે

કંકર=કાંકરા

કઠણુ=અઘરૂં

જલદી=તુરત

પાર=છેડો, અંત

૧ કુંજાનાં ઉંડા પાણીને ઉપર લેવા માટે કાગડે કાંકરા નાંખી આજે પાણી પીધું.

૨ ધીરજ ને હોંશિયારીથી ગમે તેવું અઘરૂં કામ હોય તો પણ તુરતમાં તે થાય છે. જો કોઇને કરવું હોય તો ભલે કરી જુઓ.

પાઠ ૨૭

કાપણી=અનાજ કાપવું તે

મલકાવી=જરા હસીને

વેંતાંક=રીંગણા

દહાડીયો=મજુર

ભાણુ=સુરજ

બુડે=આથમે

પાથરો=ખેતરમાં કાપીને આડા પાડેલા અનાજના છોડ

ગમત—આનંદ

હાલરૂ—બળદને એક હારમાં પરસ્પર બાંધી અનાજના ઢગલા પર ગોળ ફેરવવા તે

પગર—હાલરાથી કચરાતો અનાજનો ઢગલો

પાઠ ૨૮

ખળાં=જ્યાં આગળ અનાજ તૈયાર કરવામાં આવે છે તે જગ્યા

કુંવળ—પગરને ઉપણી ઘઉં જુદા પાડતા બાકી ખડ વધે તે

કારભાર—કામમાં મુખ્ય ભાગ લેવો તે

હરખ–આનંદ
હોંશીલી–હોંશવાળી

પાઠ ૨૯

ઉમંગે–હોંશે
પીરસી–આપી
સંપથી–હળીમળીને
સદાય—હંમેશા
ઉભરાયો–ઘણો થયો
સુંદર–સારો, મજાનો
ફાલ–પાક
લણીએ–ઉપરથી કણસલા કાપી લઈએ

૧ હે બાળકો તમે બધા આમ આવો, આપણે કાપણીનું કામ કરીએ.

૨ જુઓ જુઓ પેલી વાદળીઓ વરસીને ચાલી જાય છે, બાર મહીનાનું અનાજ આપી હંમેશાં હળીમળી રહે છે. હે બાળકો તમે બધાં આમ આવો આવો આપણે હોંશથી કાપણીનું કામ કરીએ.

૩ ખેતરમાં અનાજનો પાક કેવો ઉભરાઇ ગયો છે. હોંશવાળીને ચાલો લણીએ. શા માટે કાલ કરવી જોઇએ. હે બાળકો તમે બધાં આમ આવો આવો આપણે હોંશથી કાપણીનું કામ કરીએ.

૪ વાંકુ દાતરડું લઇને આમ ડુંડા કાપો તે લઇને ખળામાં ઢગલો કરતાં હૈયામાં હીમત રાખો, હે બાળકો તમે બધાં આમ આવો આવો આપણે હોંશથી કાપણીનું કામ કરીએ.

૫ અનાજને લણવાનું પુરૂં થયું છે હવે બધા ઘાસ કાપો ઘાસની કોળી બધાં આ બાજુ મુકો, હે બાળકો તમે બધાં આમ આવો આવો આપણે હોંશથી કાપણીનું કામ કરીએ.

૬ પુળા કરી ગાડામાં નાખી કામ પુરૂં કરીએ અને ઘેર જઈ વાળુ કરી બધાં પરમેશ્વરનું નામ લઇએ હે બાળકો.

**તમે બધાં આમ આવો આવો આપણે કાપણીનું કામ કરીએ.**

## પાઠ ૩૦ મો.

૧ હે બાળકો આ વખતે આવો જુઓ ખળી તૈયાર જણાય છે. ડુંડામાં રહેલું અનાજ છે તે ચાલો આજે છુટું કરીએ.

૨ જેમ બળદો ગોળ ફરતા હતા તેમ આપણે બધા ફરીએ. જુઓ ડુંડા સરસ પીલાય છે અને તરત દાણા કેવા છુટા થય છે.

૩ આપણે સૌ ટોપલામાં આમ ભરીએ અને બધું અનાજ ઉપણીએ. ફુંસા પવનમાં ચાલ્યા જાય છે અને નીચે બધા દાણા પડે છે. બધા સાથે કોથળા લઈને આમ બધા હાથોહાથ ભરીએ ખેડુતોનું કામ કરીએ અને આપણી મહેનતનું ફળ મળે.

## પાઠ ૩૧ પહેલી ચોપડી ભાગ ૨ જો.

સહેલ–મજા
મેદાન–ખુલ્લી જગ્યા
ઝગઝગે–ચમક ચમક થાય

**પાઠ ૩૨ મો ભાગ ૧ લો**

જરૂર–અગત્ય. ખપ

**પાઠ ૩૩ ભાગ ૨ જો**

મજા–આનંદ
થોભ્યા–અટક્યા
ઘેબરીઓ–ઘી વાળો
પ્રસાદ–ખાવાનું
નેવલે–નેવામાં

**પાઠ ૩૩**

નીતર્યું–ચોખ્ખું
મટોડી–ધુળ, માટી
ડહોળું–ડોળાએલું માટીવાળું

**પાઠ ૩૪**

ઈંટવાડો–જ્યાં ઈંટો થાય છે તે જગ્યા
કણક–ઘઉંના લોટમાં પાણી નાંખી બાંધેલો પીંડો
ઘાટ–આકાર
સીંચ્યાં–ગોઠવ્યાં

**પાઠ ૩૫**

એરણ–જેનાપર ધાતુ મુકી ટીપે છે તે

જતરડો–લોઢાનો બને છે. પાટી જેવા કટકામાં ઝીણા મોટા કાંણાં પાડી તાર ખેંચે તે

કશાના–કોઇ વસ્તુના

**પાઠ ૩૬**

નાણું–ધાતુનાં સિક્કા

ઢબુ–બે પૈસા

**પાઠ ૩૭**

મુદર–કુહાડાનો ઉપલો ભાગ

લક્કડફોડા–લાકડા ફાડનાર

પેદા–ઉત્પન્ન

**પાઠ ૩૮**

વાડી–બાગ

ગલગોટા–એક જાતનું ફુલ ઝાડ

લલકારતો–લહેરથી બોલતે

ખુશ ખુશ–રાજી રાજી

**પાઠ ૩૯**

કોહળું–પદકાળું

**પાઠ ૪૦**

ટટાર સીધા

ખરબચડી–ખાડા વાળી

**પાઠ ૪૧**

વેલા–જે વનસ્પતિ જમીનપર લાંબી થઇ પથરાય છે તે

વાડો–જેમાં શાક વિગેરે વાવ્યાં હોય તે

આરીઆ–કાકડી, ચીભડું

**પાઠ ૪૨**

મોર–આંબાના ફુલ

તાપ–ગરમી

ગર–જામી ગયેલો રસ

જતન–રક્ષણ, બચાવ

ભગવાન–પરમેશ્વર

**પાઠ ૪૩**

અમળાઇ–ખુંચીને

વગડાઉ–વગડામાં રહેનારા

નૂરોપડે–પહોંચે, હરાવે

જોરાવર–બળવાળી

**પાઠ ૪૪**

ચારો–ચરવાનું ખડ

કડણ–વસમું

ઠરતા નહિ–માંડી શકાતા નહિ

ગબડયું–પડયું

શોધતા–ગોતતા

સોબત–સંગત

ફેર–તફાવત

આછા–છુટા છુટા

### પાઠ ૪૫

ગુણ=ફાયદો
ગબડી જાય=ખરાબ થઇ જાય
શ્વાસ=ખડ

### પાઠ ૪૬

ચાલાક=હોંશીયાર
પ્રાણ=જીવ
રીઝે છે=રાજી થાય છે
તીણા=ઝીણા
ઝોકા=ડોલા

### પાઠ ૪૭

ખોરાક=ખાવાનું
માળા=પક્ષીને રહેવાનું ઘર

### પાઠ ૪૮

પાંજરૂં=પાળેલા પક્ષીને રાખવાનું પેટીના જેવી વસ્તુ જે વાળા કે વાંસનું બનાવે છે.
લુચ્ચા=કપટી, ઠગ
કોહેલું=સડી ગયેલું

### પાઠ ૪૯

બનાવ્યો–કર્યો

### પાઠ ૫૦

ઝાપટી–ખંખેરી
ભેળવી–નાંખી
મજા–આનંદ,લહેર
ઝુલાવવા–હલાવવા
ધુમણઘાલું–ઉંઘલાવું
રસિલા–રસવાળા
પથરાવું–જડાવું
પઢાવું–બોલાવું
મોરલો–મોર
તળાઇ–ગાદલું
ચાદર–ઓછાડ
સેજ–પથારી
બીછાવું–પાથરૂં
મીઠા–મધુર
લાડકડો–લાડકો
ગજવે–ગુંજામાં, ખીસ્સામાં

૧ હાલરડું વહાલું છે. ભાઇને હાલરડું વહાલું લાગે છે હેતથી નીદર લાવું. ભાઇને હાલરડું વહાલું લાગે છે. રંગીલા પારણે રસીલા સુઓ હું તમને ઘણા હેતથી હીંચકાવીશ, ભાઇને પારણીએ ભમરી જડાવું, પુતળીઓ બેસારૂં ભાઇને હાલરડું વહાલું લાગે છે.

૨ ચીતરેલી ચાંચવાળી ચકલી જડાવું અને પારણે પોપટને પઢાવું ભાઇને રમવાને સારી રીતે મોરલો સોનેથી મઢાવુ ભાઈને હાલરડું વહાલું લાગે છે.

૩ મખમલની અને મસરૂની તુરતની તૈયાર કરેલી તળાઇઓ પારણામાં પથરાવું ચીનાઇ ઓછાડ અને ચંપાના ફુલ સુવાની પથારીમાં પાથરૂં ભાઇને હાલરડું વહાલું લાગે છે.

૪ ભાઇને હીરની દોરીયે હીંચોળું છું ને મીઠાં મીઠાં ગીત ગાઉ છું મારો વહાલો લાડકો ભાઇ ઉંઘીને ઉઠશે, ત્યારે તેના ગજવામાં ખાવાનું ઘાલીશ, ભાઈને હાલરડું વહાલું લાગે છે.



## અઘરા શબ્દો.

| | | |
|---|---|---|
| ઊઠ્યા | કવિતા | ભુળ્યો |
| અક્ષર | પ્રમાણે | વિદ્યા |
| લીંપેગુંપે | ઉતર્યા | ચંદ્ર |
| શુક્રવાર | પીરસ્યા | સ્વપ્નું |
| છેલ્લો | બબ્બે | પુરૂષ |
| વિષે | પૈંઆ | પરમેશ્વર |
| રહ્યા | જીત્યા | કુંફાડા |
| નિશાળ | મળ્યો | કહ્યું |
| ઈશ્વર | પરીક્ષા | આશિશ |
| જ્ઞાન | ફેંકાફેંકી | પિતા |
| નિત્ય | દુઃખ | માયા |
| શિક્ષા | ભીન્જ્યાં | છુપાઈને |
| નાહ્યા | છુટ્ટો | દિવાળી |
| લાગ્યા | નક્કી | બચ્ચી |
| ફળીયાના | છૂટયો | ચચ્ચાર |
| ચોકખાઈ | પડ્યો | કુંવળ |
| ફોલ્લા | ચપ્પુ | ભયા |
| ગંદવાડ | પૂછયું | કલ્યાણ |
| કર્યો | લલ્લુ | હોંસીલા |
| આપ્યા | મશ્કરી | ચંદ્રમા |
| અડાડયો | પસ્તાય | બોલ્યા |
| મસિઆઈ | જુક્તિ | ઝગમગ |
| દૂધભાઈ | બાંધ્યું | બેસાડયો |
| સર્વે | અન્ન | થોભ્યા |

| | | |
|---|---|---|
| ચોકખા | સિવાય | માંડયું |
| નીતર્યું | ખરબચડી | જળકુકડી |
| ખ્યાલું | લીલુંછમ | પાંજરૂં |
| રસ્તે | શીંગડાં | જીવજંતુ |
| ભઠ્ઠી | નિરાંતે | પલાળ્યું |
| સીંચ્યાં | પત્થર | બાંધ્યું |
| પિત્તળ | ચત્તુંપાટ | હાલરડું |
| ઓછાવત્તા | બાસુંદી | ચિનાઈ |
| લક્કડફોડા | ચશ્મા | બિછાવું |
| ત્રિકોણ | ઠરાવ્યો | |
| વચ્ચે | ગુપચુપ | |

——:o:——

## વિદ્યાર્થીઓએ તથા મહેતાજીઓએ પસંદ કરેલ પુસ્તક

**ધોરણવાર નોટો :** ધોરણ પહેલું ૦-૪-૦ બીજું ૦-૫-૦ ત્રી ૦-૯-૦ ચોથું ૦-૧૨-૦ પાંચમું ૧-૨-૦ છઠું ૧-૪ ૦ સાતમું ૧-૮

**વાંચનમાળાના પાઠનાં તથા કવિતાનાં અર્થ**

ધોરણ પહેલું ૦-૧-૬ બીજું ૦-૩-૦ ત્રીજું ૦-૩-૦ ચોથું ૦-૪ પાંચમુ ૦-૫-૦ છઠું ૦-૮-૦ સાતમું ૦-૮-૦.

**કન્યાશાળા માટે:** બાળગરબાવળીના અર્થ ભા. ૧ લો ધો ૨-૩-૪ માટે ૦-૩-૦ ભા. ૨ જો ધોરણ ૫-૬-૭ માટે ૦-૩ કન્યાવાંચનમાળાના અર્થ પુ. પહેલું ૦-૩-૦ પુ. બીજું ૦-૫-૦ ત્રીજું ૦-૭-૦ ઊનનાં ગુંથણ કામ ને કપડાં વેતરવાની સમજ ૦-૪

**સંક્ષેપ સુબોધ ગણિત :** ધોરણ પહેલું ૦-૧-૬ બી ૦-૨-૦ ત્રીજું ૦-૨-૬ ચોથું ૦-૩-૦ પાંચમું ૦-૩-૦

**સૃષ્ટિજ્ઞાન યાને પદાર્થ પાઠ:** ધોરણ પહેલું, બીજું, દરેકના ૦-૨-૬ ત્રીજું, ચોથું, દરેકના ૦-૩-૦ પાંચમું, છઠું, દરેકના ૦-૪-૦

**સચિત્ર ડ્રોઈંગ બુકો :** ધોરણ પહેલાથી પાંચમા સુધી દરેકના ૦-૧-૦ છઠું ૦-૧-૬ સાતમું ૦-૨-૦.

**રંગીન ડ્રોઈંગ બુકો :** ધોરણ પહેલાથી પાંચમા સુધી દરેકના ૦-૨-૦. છઠું સાતમું ૦-૩-૦.

**ડીકટેશન શિક્ષણ :** ધોરણ પહેલું, બીજું, ત્રીજું કીં૦ ૦-૨-૦ ચોથું, પાંચમું ૦-૪-૦.

**ભારતખંડનો સંક્ષેપ ઈતિહાસ : ૦-૧૦-૦.**

**નિબંધ સાર સંગ્રહ :** કિ. ૦-૧૨-૦ જેમાં સાદી અને સરલ ભાષામાં ૮૭ નિબંધોનો સંગ્રહ કરવામાં આવેલ છે.

**લીલાબા ગુજરાતી કોપી બુક :** નંબર ૧ થી ૭ સુધી દરેક નંબરની કિંમત ૦-૧-૦.

કમીશન ભરપુર મળશે, ભાવ માટે સુચીપત્ર મંગાવો.

---

**જેચંદ તલકશી એન્ડ સન્સ : બુકસેલર્સ : વઢવાણ શહેર.**